ૐ હ્રીં અર્હં નમો ॥ અર્હતે ભગવતે । શ્રીમતે તેજસે । નમિતીર્થંકર । ભવત્રય સિદ્ધાર્થનૃપ । અપરાજિતદેવ । વિજયરાજા । વર્માદેવી ઉદ્ભવાય । મિથલાપુર મંડન । કાંચનવર્ણ । પંચદશ સમેતાય । વંશનભ ભાસ્કરરાય । વર્ષદશાયુત ૧૦૦૦૦ । જીવિતાય સપ્ત ધનુષોન્નત ॥ ૧૫ ॥ વર્ષદશાયુત ૧૦૦૦૦ । જીવિતાય સપ્ત ગણધરાદિ ॥ ૧૭ ॥ મુનિ હંસ વિંશત્યુયુતા । ૨૦૦૦૦ ॥ ઈકા શૂન્ય ત્રયેંદ્રીવેદ સંખ્યા ॥ ૪૫૦૦૦ ॥ સદ્ગ્રહસ્થ લક્ષૈક ॥ ૧૦૦૦૦૦ ॥ શ્રાવિકા લક્ષત્રય ॥ ૩૦૦૦૦૦ ॥ સહિતાય । ઉત્પલ લાંછન । ભૃગુટિયક્ષ, કુસુમમાલિની દેવી । મહિતાય । શ્રી જિનેંદ્ર લોકત્રય હિતંકરાય ॥

ૐ હ્રાઁ હ્રીં હ્રૂઁ હ્રૌં હ્રઃ ॥ અસિઆઉસાંઇ મમકેવલજ્ઞાન શ્રિયં કુરૂ કુરૂ । નમિ ભટ્ટારકાય સ્વાહા ॥ ૨૧ ॥

ૐ હ્રીં અર્હં નમો । અર્હતે ભગવતે । શ્રીમતે તેજસે । સિતાગલિ ચતુર્થ કલ્પનાથા પદાજતા સ્યુતેદ્ર । સુપ્રતિષ્ટ નૃપ જયંત દેવ । નેમિ પરમેશ્વર । ભવસપ્તક ગુણ સમૃધ્ધાય । દ્વારામતી । સમુદ્ર વિજય નૃપ । શિવાદેવી ઉદ્ભવાય । કૃષ્ણવર્ણ । ધનુર્ષોન્નત દશ ૧૦ । સહસ્રૈક વર્ષ । ૧૦૦૦ । જીવિત એકાદશ ગણધરાદિ ॥ ૧૧ સેવિત । મુનિવરાષ્ટાં દશા ચંત ॥ ૧૮૦૦૦ ॥ આર્યકા ચત્વારિશંત સહસ્ર ॥ ૪૦૦૦૦ ॥ શ્રાવક લક્ષૈક ॥ ૧૦૦૦૦૦ ॥ શ્રાવિકા લક્ષત્રય ॥ ૩૦૦૦૦૦ ॥ સંચર્ચિત પરમ જિનેંદ્રાય । શંખ લાંછન । ગોમેદયક્ષ । અંબિકાદેવી સેવિત પરમ સૂક્ષ્માય ॥

ૐ હ્રાઁ હ્રીં હ્રૂઁ હ્રૌં હ્રઃ ॥ અસિઆઉસાર્હં । મમશીલ શ્રિયં કુરૂ કુરૂ શ્રીનેમિભટ્ટારકાય સ્વાહા ॥

---

બે જણ વાત કરતાં હોય ત્યાં ડાહ્યા માણસે જવું નહિ.

ૐ હ્રીં અર્હં નમો। અર્હતે ભગવતે। શ્રીમતે તેજસે। મરૂભૂતિ ગજેંદ્રા સહસારદેવ વિદ્યાધરાચ્યુત કલ્પજ। શ્રી વજ્રનાભિનૃપ। નવ મધ્ય મધ્યમ વિમાનેંદ્ર। નંદરાજેંદ્રા નત સુરેંદ્ર। શ્રી પાર્શ્વતીર્થંકર। પરમભવદ સવિરાજમાનાય। વાણારસિ। અશ્વસેન। વામા દેવી ઉદ્ભવાય। નીલવર્ણં। વિશ્વરંજકા નવકર ॥૯॥ હારીરોન્નત। વર્ષ।૧૦૦॥ શત જીવિત। દશગણધરાદિ। મુનિજન ષોડશાયુત ॥ ૧૬૦૦૦ ॥ સદ્વ્રતિકાશૂન્ય ત્રયાષ્ટ ॥ ૩૮૦૦૦ ॥ વ્રતિસંજ્ઞા વિહિત શ્રાવક ॥ લક્ષૈક ॥ ૧૦૦૦૦૦ ॥ શ્રાવિકા લક્ષત્રય ॥ ૩૦૦૦૦૦ ॥ મંડિતાય। નાગ લાંછન। ધરણેંદ્ર પદમાવતિ સેવિતા। શ્રી જિનેંદ્રાય ॥

ૐ હ્રાઁ હ્રીઁ હ્રૂઁ હ્રૌં હ્રઃ ॥ અસિઆઉસાહં ॥ નમો ભગવતે। શ્રી પાર્શ્વતીર્થંકરાય ॥ હંસઃ। મહાહંસઃ પદ્મ હંસ। શિવહંસ। કોહંસઃ। સરસ્તે હંસઃ। પક્ષી મહાવિષઃ। પક્ષી મમ સર્વોપદ્રવ નાશં કુરૂ કુરૂ ॥ શ્રી પાર્શ્વનાથાય હ્રૂઁ ફૂટ સ્વાહા ॥ ૨૩ ॥

ૐ હ્રીં અર્હં નમો અર્હતે ભગવતે। શ્રીમતે તેજસે। પુરરવ ભિલ્લ। પ્રથમ સ્વર્ગ ગત। ભરતાત્મજ બ્રહ્મ કલ્પામર। જટિલ દ્વિજ। સૌધર્મામર પુષ્પમિત્ર વિપ્ર। પ્રથમ કલ્પામર। દ્વિજ-માગ્નિનામ। સનકુમાર દેવાગ્નિ મિત્રાભિધાન મહિતામર। માહેંદ્રજ ભારદ્વાજ। દ્વિજત્વય સહિતાય। મહેંકલ્પજાતુ। મનુષ્ય નરક ત્રસ સ્થાવરા। સંખ્યાત્ ભવ ગૃહિત્વા। સંખ્યાતવર્ષભ્રમિત સ્થાવરાખ્ય। વિદ્દ્વજ ચતુર્થ કલ્પામર વિશ્વનદિ નૃપ। મહાશુક્રામર। ત્રિખંડેશ। ત્રિપુષ્ટાભિધાન સહિત। સપ્તમશ્વભ્રગત। ગજારિરત્ન શર્ક-

રાગત । સિંહસ ધર્મ્મ સહિતાય । સૌધર્માંમર । સિંહકેતુ
નામ સમન્વિત ખગેશ્વર । કનકોજવલાભિધાન સહિત ।
સપ્તમ કલ્પામર । હરિષેણુ નૃપ । મહાશુક્રદેવ । પ્રિયમિત્ર
વસુંધરા । નાથસહસ્રારજ । સૂર્યપ્રભ । વિબુધરાજ નંદા
વિધ નૃપ । પુષ્પોત્તર વિમાનામરેંદ્ર । વર્દ્ધમાન । વીર ।
સન્મતિ । મહાવીર । મહતિ મહાવીરેતિ નામ પંચક
વિરાજમાનાય । ભવ ચતુર્ત્રિંશત સહિતાય । નાથ વંશ
મંડનાથ । કાંચનવર્ણ શરીરાય । સપ્ત હસ્તોન્નત । આદિ
સંહનન । પરમ પવિત્રક । સુમતિ સમુદ્રાય । કુંડલપુર ।
સિદ્ધાર્થ ધરણીશ્વર । પ્રિયકારિણી ઉદ્ભવાય । વર્ષદ્વિ
સપ્તતી જીવિતાય । એકાદશ ગણધરાદિ ॥ ૧૧ ॥ ચતુર્દશા
યુત મુનિ મહિતાય ॥ ૧૪૦૦૦ ॥ અર્યકાશુન્ય ત્રયાબદ્વ
૩૬૦૦૦ ॥ સંખ્યા સમેતાય । લક્ષક ગૃહસ્થ ॥ ૧૦૦૦૦૦ ॥
લક્ષત્રય શ્રાવિકા ॥ ૩૦૦૦૦૦ ॥ ચર્ચિતાય । સિંહલાંછન ॥
માતંગયક્ષ સિધાયિની દેવી । ભક્તિ તત્પરાય ॥

ૐ હ્રાઁ હ્રીં હ્રૂં હ્રૌં હ્રઃ અસિઆઉસાહિં ॥ મમચિંતિતં
કાર્ય કુરૂકુરૂ શ્રી વર્ધમાન જિનેન્દ્રાય સ્વાહા ॥ ૨૪ ॥

અભયરસ સુધારાન્ । નંદિતા લોક ભારાન્ । વિવિધમત
સુહારાન્ । મુક્તિરામા સુહારાન્ । પરમપદ સુધારાન્ ।
પ્રાપ્તેકવલ્પ પારાત્ । સુમતિ જલધિ દેવો નમિતાન્ ।
જ્ઞાનસૂરાન્ । ચતુર્વિંશતિ જિનાતામ્ । અભિષેક મહાવિધિ
પુણ્યાશ્રવોદધિ શુદ્ધ । ચક્રે સુમતિ સાગરઃ ॥ ઇતિ સુમતિ
સાગર વિરચિતં ચતુર્વિંશતિ તીર્થંકર મહાભિષેક વિધિ
(સંપૂર્ણ) ગુજરાતીમાં લખી વીર સંવત ૨૪૮૧ આસો સુદ

ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાળ બંધાય.

૨ થી ૯ શનિવારે શ્રી શીતલનાથ ચૈત્યાલયે પૂર્ણ કર્યું: દેશવ્રતિ કાન્તિલાલ મોહનલાલ ધામી.

શુભમ્ ભવતુ ॥ ॐ શાંતિમ્ ॥

[જાપ્ય ૯ દીયતે] સમાપ્તં

---

## "શ્રી ભાવનગર દહેરાસરજીનું ગીત"

સાહિબા શ્રી જિનવર ચરણ કમળ નમી હો,
સાહિબા નમી વળી સરસ્વતીમાય કે નેમજી
સાહબા હો તમ પ્રસાદે ગાય સહુ,
સાહેબા હુમડ ભલો શ્રી જિનરાય કે નેમજી,
સાહબા હો, સાહેબા સોરઠ દેશ સોહામણો હો,
સાહેબા જ્યાં છે ગઢ ગિરનાર કે નેમજી,
સાહેબા તે સોહેબા શેત્રુંજો અતિ ભલો હો.
સાહેબા શાન્તિ જિનેશ્વર દેવ કે૦ નેમજી
સાહેબા ગોઘા નગરમાં જાણજો હો,
સાહેબા સહેસ્રકુટ જિનાલય કે નેમજી૦
ત્રણ પ્રતિમા છે ભલી હો; સાહેબા સ્ફટિકમણી મેં સાર. કે૦
ભાવનગર ભલો વસ્યો હો, સ હેબા જ્યાં ચૈત્યાલય વસાય. કે૦
ચૈત્યાલય રચના ઘણી હો, સાહેબા શોભે સ્વર્ગ વિમાન. કે૦
ગોમટ શિખરે શોભતો હો, સાહેબા તે કરી મન મોહંત. કે૦
સાહેબા ચોગમબારી શોભતિ હો,
કે, સાહેબા સ્થંભ કરી દીપંત. કે૦
વેદી સોહે શોભતિ હો; સાહેબા ભામંડલ લટકંત. કે૦

સાહેબા મૂળનાયક જિનવર ધણી હો,
    સાહેબા ત્રેવીસમા જિનરાય કે૦
સાહેબા નામે શ્રી પ્રભુપાર્શ્વજિ હો,
    સાહેબા પૂરે શ્રી સંઘના કોડ. કે૦
સાહેબા અષ્ટપ્રકારી ભાવસું હો, સાહેબા પૂજા હોય મનોહાર. કે૦
સાહેબા ગાંધી નેમચંદ સુરજી હો,
    સાહેબા ધન ખરચે શુભ ઠામ. કે૦
સાહેબા સંવત સતર નેવુંમાં હો,
    સાહેબા માગસર શુકલ પક્ષ. કે૦
સાહેબા ત્રીજ ઉત્તમ જિન જાણુ-મેરે,
    સાહેબા હરખે દહેરૂં રચાય. કે૦
સાહેબા શ્રાવણ માસ મુરત ભલો હો,
    સાહેબા પ્રતિષ્ટા મહોચ્છવ થાય. કે૦
સાહેબા શુકલ પક્ષ પંચમી તીથી હો,
    સાહેબા વાર સોહે બુધવાર. કે૦
સાહેબા માર્ગ પ્રભાવના જાણજો હો,
    સાહેબા જે પાળે તે ધન્ય. કે૦
સાહેબા ધન્ય જીવ્યું જગ તેહનું રે,
    સાહેબા જેહને હાઠ સુરંગ, કે૦
સાહેબા નિગ્રંથ ગોર પ્રણમી કરી હો,
    સાહેબા લાલ કહે જોડી હાથ. કે૦

## શ્રી શીતલનાથજીનું સ્વામી પધરાવ્યા તેનું ગીત

શ્રી જિનચરણ કમળ નમું રે, નમું વળી સરસ્વતી માય રે.
    નેમ ઘુઘરી તારી રણઝણ બાજે રે. ટેક

---

સંપત્તિ મેળવવાનું કામ સહેલું છે,
પણ તેનું રક્ષણ કરવાનું કામ કઠણ છે.

સોરઠદેશ સોહામણો રે, તીર્થંકરી દીપંત રે કે નેમ૦
ગિરનારગઢ રળિયામણો રે, ત્હાં બેઠા નેમજિણંદ રે. નેમ૦
કોડી બહુત્તર સાતસે રે, સિદ્ધ હુવા મુનિરાજ રે. નેમ૦
શ્રી શેત્રુંજયો અતિ ઉજળો રે, ત્યાં શાંતિનાથ સોહંત રે નેમ૦
આઠ કોડી મુનિશ્વરૂરે, ત્રણ અધિકા જિનરાજ રે. નેમ૦
ભાવનગર ગુણ આગલો રે, જિન ધરમ કરી દીપંત રે. નેમ૦
વખતસિંહ રાજીયો રે, સારે પ્રજાના બહુ કાજ રે. નેમ૦
હુમડ જ્ઞાતિ તહાં ભલી રે, શુભ પરિણામ વિશાલ રે નેમ૦
શ્રી સંઘને ઉલટ ઘણો રે, કરવા પ્રસાદ ઉદ્ધાર રે નેમ૦
માગસર શુદી તેરસે રે, વાર સોહે બુધવાર રે નેમ૦
પાયા મુરત તે દિવસે રે, પંચ રતન પૂર્યા ચોક રે નેમ૦
તે દિનથી તમો જાણજો રે, વર્ત્યો જય જયકાર રે નેમ૦
ઘણે ઉલટે દહેરૂં રચ્યું રે, શ્રી સંઘ હરખ ન માય રે. નેમ૦
શિખરબંધ દેહરૂં થયું રે, ગોમટ કરી ગુણ માલ રે નેમ૦
કે દહેરા ફરતો ગઢ ભલે રે, ગઢને છે નવ દ્વાર રે નેમ૦
દો બારી કરી ચૈત્ય ભલોરે, વચ્ચે છે સ્વર્ગનું દ્વાર રે નેમ૦
રંગમંડપ શોભા બહુ રે, સમોવસરણ જાણે સાર રે નેમ૦
માન સ્તંભ દોય ભલા રે, વેદીના છે ત્રણ દ્વાર રે. નેમ૦
મધ્યે શ્રી શીતલ બિરાજતા રે, આસપાસ પાર્શ્વનાથ કે. નેમ૦
સંવત અઢારસે ભલા રે, ઉપર સોહે પાંત્રીશ રે કે. નેમ૦
બીજા શ્રાવણ કૃષ્ણ પક્ષે રે, પડવા દિન શુક્રવાર રે. નેમ૦
પ્રતિષ્ઠા મુરત તે દિને રે. પુજા હવન વિધિ થાય રે. નેમ૦
દ્વાદશથી પાંચ દિને રે, પંચકલ્યાણક પૂજા થાય રે. નેમ૦
પડવે દિન વિરાજતા રે, વેદીમાં શ્રી શીતલ જિણંદજી રે. નેમ૦
તે દિન કળશ જળેભર્યો રે, ઢાળીયા એકસત આઠ કે. નેમ૦

---

તપ એકલાએ કરવો, બે જણાએ મળી અભ્યાસ-કરવો.

પૂજા પ્રભાવના કરી ઘણી રે, જીવણ રૂપજી કેશર પુત્ર રે. નેમ૦
શ્રાવણ શુદ દ્વાદશી રે, માંડી તહાંથી જમણવાર રે. નેમ૦
શ્રાવણ વદી અમાસ લગી રે, નિત નવા ભોજન રસાલ રે. નેમ૦
દેહરાતણી રચના ઘણી રે શોહે જાણે સ્વર્ગ વિમાન રે. નેમ૦
કરજોડી સેવક કહે રે, પ્રણમું શીતલજિન પાય રે નેમ૦
ચઉગતી દુઃખ નિવારજો રે, આપજો અવિચલ રાજ રે નેમ૦

## ભજન

નાથ! તોરી પૂજાકો ફલ પાયો,
મેરે યોં નિશ્ચય અબ આયો ॥ ટેક ॥
મેંઢક કમલ પાંખડી મુખમેં, વીર જિનેશ્વર ધાયો,
શ્રેણિક ગજકે પગતલ સૂવો, તુરત સ્વર્ગપદ પાયો. નાથ૦
મેંનાસુન્દરી શુભમનસસેતી, સિદ્ધચક્ર ગુણ ગાયો,
અપને પતિકો કોઢ ગમાયો, ગંધોદક ફલ પાયો. નાથ૦
અષ્ટાપદમેં ભરત નરેશ્વર આદિનાથ મન લાયો,
અષ્ટ દ્રવ્યસે પુજા પ્રભુજી, અવધિજ્ઞાન દરશાયો. નાથ૦
અંજનસે સબ પાપી તારે, મેરો મન હુલસાયો.
મહિમા મોટી નાથ તુમારી, મુકિતપુરી સુખ પાયો. નાથ૦
થકી થકી હારે સુર નરપતિ, આગમ સીખ જિતાયો,
દેવેંદ્ર કીર્તિ ગુરૂ જ્ઞાન મનોહર પૂજા જ્ઞાન બતાયો. નાથ૦

## ॥ પુજા કે અંતમેં બોલનેકા પદ ॥

પૂર્ણ પૂજન હુવા આનંદ સે બાજન બાજે ધુન લગી,
ગગનોમેં ઘુનુનુમ ઘુનુનુમ ઝાંગ બજતી;
ઘુંમ ઘુંમ ઘુમ ઘુંમ ગન્ધર્વ નાચતી,
છુંમ છુંમ છુંમ છુંમ ઘુઘરૂ બાજતે

ત્રણ જગ્યો બાજુ અને ચાર જગ્યાએ મળી પરદેશ જવું.

ધોં ધોં ધોં ધોં નોબત બાજે, સપ્તતાલમેં મૃદંગ બાજે (૩)
કડ કઠ કડ કડ ધા ધીના કટકા (૩)
એસી તરહ સે બાજીંત્ર બાજે
દુંભીદ ભયે મંદિર કે માંહિ, જયજય વાણી આકાશ હુઇ.
જય જય જય જય જય જય

## ॥ જિનવાણીની સ્તુતિ ॥

સીમંધર મુખથી ફુલડાં ખરે, એની કુંદકુંદ ગુંથે માળ રે.
જિનજીની વાણી ભલી રે.
વાણી ભલી મને લાગે લખી જેમાં સાર સમય શિરતાજ રે.
જિનજીની વાણી ભલી રે
ગુંથ્યા પાહુડ ને ગુંથ્યું પચાસ્તી, ગુંથ્યું પ્રવચન સાર રે.
જિનજીની વાણી ભલી રે.
ગુંથ્યું નિયમસાર ગુથ્યું રયણસાર, ગુંથ્યો સમયનો સાર રે
જિનજીની વાણી ભલી રે
સ્યાદ્‌વાદ કેરી સુવાસે ભરેલો, જિનજીનો ઓંમકાર નાદ રે.
જિનજીની વાણી ભલી રે
વંદુ જિનેશ્વર વંદુ હું કુદકુંદ, વદુ એ ઓંમકાર નાદ રે.
જિનજીની વાણી ભલી રે
હૈડે હજો મારા ભાવે હજો, મારા ધ્યાને હજો જીલવાર રે.
જિનજીની વાણી ભલી રે.
જિનેશ્વર દેવની વાણીના વાયરા, વાજો મને દિનરાત રે
જિનજીની વાણી ભલી રે.
કેસરીઆ એક વાર બોલ, અબોલડા શાને લીધા છે
શાને લીધા છે-પ્રભુ શાને લીધા છે

---

આપ કમાણી ઉત્તમ છે, બાપ કમાણી મધ્યમ છે.

યાત્રાળુ આવે દર્શન પાવે, કેશર ચડાવે અતોલ. અભો૦
ભાવિક ભાઈઓ પૂજે છે ભાવથી, કરદે બેડાપાર અભો૦
દૂર દૂરથી અહીં યાત્રિકો આવે, પૂજે છે કાળાદેવ. અભો૦
એકવાર જો કોઈ તને વંદે, જાય છે મોક્ષ ધામ. અભો૦
સેવક ચરણે નમાવે ભાલ, લગાવે નૈયાપાર અભો૦

## ॥ નેમનાથસ્વામી અને રાજુલમતિનું પદ ॥

મારો પીયુ બાલ બ્રહ્મચારી, રાજુલ નારી,
નેમ ચાલ્યા ગીરનારી રે (૨)
સંમુદ્રવિજય સુત નેમ બિરાજે,
જાદવ વંશમાં છાજે રે. મારો૦

ધરતી ધમાવે ને ગગન ગમાવે,
સારંગ ધનુષ ચડાવે રે (૨)
માસ વસન સણ ગોપીઓ આવે,
નેમજીનો વિવાહ મનાવે રે. મારો૦

પંચાયન પૂરો મન રંગે, હરિયો વાત વિચારી રે (૨)
ધપમપ ધપમપ નોબત બાજે, જાદવ જાન બિરાજે રે. મારો૦

નેમકુંવર રાજેમતિ હરખે,
ગોખ ચઢીને પીયુ નિરખે રે (૨)
નેમકુંવર જળ તોરણ આવે,
રાજુલ આનંદ પાવે રે મારો૦

નેમજી પધાર્યા ને પ્રીત સંભાળી,
નવ ભવ કેરી હું નારી રે (૨)
નેમકુંવર રાજુલ બિરાજે, સંજમ લેશું સાથ રે મારો૦

---

આસેરા તથા ઓસાળનો પૈસો કનિષ્ટ છે
માટે તેનાથી [illegible] કરવો.

છપન દિવસ પ્રભુ ધ્યાન ધરીને,
ગઢ ગીરનાર બીરાજ્યારે (૨)
કર્મ ખપાવીને મુક્તિ પધાર્યા,
અજર અમર પદ પાવે રે મારો૦

## ॥ શ્રી પાર્શ્વનાથસ્વામીનું પદ ॥

( રાગ—ગરબો )

કાશી દેશ બનારસ નગરી જન્મ્યાજી,
કંઇ ઘેર ઘેર, બંગલા ચાર પારસ જન્મ્યાજી ॥ ટેક ॥
પિતા તે અશ્વસેન જુગમે નામેજી,
કાંઈ વામાદેવી માય, પારસ જન્મ્યાજી ॥ ૧ ॥
છપ્પન કુમારિકા આવિયા જિનસ્વામિજી,
કાંઈ ગર્ભ શોધન કાજ. પારસ જન્મ્યાજી ॥ ૨ ॥
સુરિનર સબ મીલી આવે ભક્તિ રચાવેજી,
કાંઇ રતન વરસે મેઘ. પારસ૦ ॥ ૪ ॥
લીલા વરણુકી સુરત જિનકી સોહિયેજી,
કાંઇ ઉંચા હૈ નવ હાથ. પારસ૦ ॥ ૫ ॥
મેરૂગિરિ જિન લાવીયા જિન સ્વામીજી,
કાંઈ સ્થાપ્યા પૂરવ મુખ પારસ૦ ॥ ૬ ॥
ઇંદ્રદેવ સબ આવીયા જિન સ્વામીજી,
કાંઈ સહસ્ર અઠોતેર કલશ. પારસ૦ ॥ ૭ ॥
રાજ રૂદ્ધિ સબ છાંડી ને તપ લીધોજી,
કાંઈ ઉપજ્યું કેવળજ્ઞાન પારસ૦ ॥ ૮ ॥
સ્વર્ગ મુક્તિના ભેદ તો બતાવેજી,
કાંઈ ભવ્ય જીવો અધિકાર. પારસ૦ ॥ ૯ ॥

---

દિવાવરણ કરે વિનંતી કહુ સુણજોજી,
મારા આવા ગમન મિટાવ પારસ૦ ॥૧૦॥

વીર હું જેવો તેવો પણ તારો,
નાથ હું જેવો તેવો પણ તારો,
મને રંકને પાર ઉતારો ॥ ટેક ॥

યોગ ધ્યાન ને જપ તપ તીરથ, નથ નથીરે નીપજતાં,
મનડું પાપી મારે કુદકાં, ભગત તુજને ભજતાં.
વીર હું ॥ ૧ ॥

ભવ દરિયે જીવ મચ્છ મુંઝાણો, તૃષ્ણાને નથી તજતો,
સામુ ભાળે કાળ ખડો, પણ નંફ્ટ નથીરે કાંઇ સમજતો
વીર હું ॥ ૨ ॥

અંતરની દુઃધાને વારે, તન મન તાપ નિવારે,
દેવ દયા નિધિ મુજ પાપીને, આપ વિના કોણ તારે
વીર હું ॥ ૩ ॥

બાબા ભલે બિરાજોજી ભલે બિરાજોજી.

શામલિયા પારસનાથ, શિખર પર ભલે જંગલ ખાસા,
ઉંચા નીચા પર્વત સોહે, ઝાડી લગરહી આશા બાબા૦ ૧
રાજપાટ તજ આપ પધારે, મુક્તિકી અસંખ્ય અધિકારી,
વીસ ટોંકપર વીસ જિનેશ્વર, ઓર વરી શિવનારી બાબા૦ ૨
અષ્ટ કરમકો જીત પ્રભુજી, જાય કલશો રાજેજી,
કુટ કુટ પર ધ્વજા બિરાજે, કંચન બાજે બાજે. બાબા૦ ૩
ઝાલર બીન બાંસુરી આદિક, નોબત બાજો બાજે,
યાત્રી જન સબ પૂજન આવે, મનો ભાવનો ગાવે. બાબા૦ ૪
પૂજન કરકે શીષ નમાવે, હર્ષ હર્ષ ગુણ ગાવે.
વિપુલાચલ ઉપર ધર્મ ઉપદેશ દીધો.

વીર મુક્ત સંવત સત ચાવીશ, સાઠકી સાલ પરવાનો,
માઘ શુકલ એકાદશકે દિન, રચી પ્રાર્થના માનો બાબા૦
કામતા પ્રસાદ યહ અર્જ કરતે હે, અર્જ સુનો યહ મેરી,
ભવ સાગરસે પાર ઉતારો બાહુ પકર કર મેરી. બાબા૦ ૫

## ॥ ચોવીસે તીર્થંકરનું પરભાતીયું ॥

જાગોરે ભવિયણ સફલ વીહાણુમ,
નામ જિનરાજનું લ્યો તુમે ભાઇ.. જાગો રે

વૃષભ અજિત સંભવ સુખકારી,
દેવ અભિનંદન પ્રગટ્યો ભવહારી....જા૦

સુમતિ પદ્મપ્રભુ સારે ગુણ ગાઉં,
જિનજી સુપાર્શ્વના ગુણ ધ્યાઉં....જા૦

ચિંતવો ચંદ્રપ્રભુ જિનરાજ,
પુષ્પદંત નમો જેમ સરે કાજ...જા૦

સકલ સુખ ખાની સીતલજિનદેવ,
સમરો શ્રેયાંસ સુરનર કરે સેવ....જા૦

પૂજતાં વાસુપૂજ્ય ગુણ સારં
વિમલ અનંત ભવ સાગર તીરમ્. જા૦

ધર્મ જિન શાંતિ કુંથું અર મલ્લી,
ભંગ ઔધી જેણે કામની ભલી....જા૦

નમો મુનિસુવ્રત નેમિ દુઃખ ચરણ,
નેમિ જિનવર મન વાંછિત પૂરણ...જા૦

પાર્શ્વજિન આસપૂરો મહાવીર,
એ ચોવીસ જિન સમર સમધીર...જા૦

---

જે નર નારી એ વિનતી ગાશે,
કહે કુમુદચંદ્ર તે નર સુખી થાશે...જા૦

॥ પરભાતીયું ॥

જાગો રે હો ભવિયન ઊંઘીયે નહિ ઘણું,
થયું છે પ્રભાત નામ લીજીએજી.
જિનરાજને દેહેરેજી એ દેવ મુખ,
દેખતાં જીમ સુખ લહીએ...જાગો રે
વંદીએ શ્રીગુરૂ કેરા ચૂટીયેજી,
અવણી ભવતણા ફેરા...જા૦
દેવગુરૂ શાસ્ત્ર સામયિક કીજે,
પંચ પરમેષ્ઠિના નામ જપી જે...જા૦
તે પછે ગરૂ વચનામૃત પીજે,
જીમભવ દુઃખજ લાજ લીદી જે...જા૦
કીજીએ સંગત સાધુની રૂડી,
જેથી ઉપજે ન હિંમત ભુંડી...જા૦
ક્રોધ માયા મદ લોભ મૂકી જે,
આપીએ સુપાત્રાને દાનજ રોજે...જા૦
બોલીયે વચન તે સર્વ સોહાણુ,
જેહ થી ઉપજે નહિ દુઃખ જાણુ...જા૦
મૂકજે મોહ જંજાલ સૌ ખોટું,
જોડસે નહિ કોઈ આયુષ્ય તૂટ્યું...જા૦
જાય છે જોબન થાય શું ડાહ્યો,
તપ જપ કરીને લીજીએ લાહો...જા૦
કહે કુમુદચંદ્ર જે એ ચિંતવશે,
તેહને ઘર નિત મંગળ વરશે...જા૦

કોઈની સાથે દુશ્મનતા ન રાખો.

## ॥ મુનિ મહારાજનું સ્તવન ॥

ઐસો મુનિ હમરે મનમેં ભાયો,
જાકે વંદન પાપ નશાયો ॥ ટેક ॥
ચાર વીસ પરિગ્રહ તજિ જાણે, નિર્ગ્રંથ નામ કહાયો,
તારણ તરણ વે મુનિવર કહિયે, પરમગતિ પદ પાયો. ॥૧॥
પંચ મહાવ્રત પંચ સુમતિ અરૂ, ત્રયગુપ્તિ જુ ધરાયો,
અઠવીસ મૂલગુણ જાકેજા શોહિએ, રાગદ્વેષ નહિ પાયો. ॥૨॥
તિન કાલ જોગ જે સાધે, પંચમ ગતિ મન ભાયો,
બાવીસ પરિસહ સહતે ધીરજ, શત્રુ મિત્ર સમ ભાયો ॥૩॥
ગિષ્મકાલ પર્વત પર ચઢકે, રવિસમ દૃષ્ટિ લગાયો,
વર્ષાકાલ વૃક્ષ તલે ઉભે, શીત સરિતા તટ જાયો. ॥૪॥
પંચ પ્રમાદ રહિત ઐસે મુનિ, ક્ષપક શ્રેણી મન ભાયો,
અષ્ટ કર્મકો દૂર કિયે જિન, શિવરમણી વર પાયો. ॥૫॥
એશે મુનિકોનિશ દિન વંદિત, કર્મ કલંક નશાયો,
શિવલાલ પંડિત મન વચ તનસે, કર જોડી શીષ નમાયો. ॥૬॥

## ॥ શ્રી જિનવાણી માતા ॥

જિનવાણી માતા દર્શનકી બલિહારિયાં ॥ ટેક ॥
પ્રથમ દેવ અરહંત મનાઉં, ગણધરજી કો ધ્યાંઉં
કુન્દકુન્દ આચારજ સ્વામી,
તિનપ્રતિ શીશ નમાઉં ॥ એ જિનવાણી૦ ॥૧॥
યોનિલાખ ચૌરાસી માંહી, ઘોર મહા દુઃખ પાયો ।
તેરી મહિમા સુનકર માતા,
શરણ તિહારી આયો ॥ એ જિન૦ ॥૨॥

જાને ચારો શરણાં લીનો, અષ્ટકર્મ ક્ષય કીનોં।
જામન મરણ મેટકે માતા,
મોક્ષ મહાફલ લીનોં ॥ એ જિન૦ ॥૩॥

બાર બાર મેં વિનઉં માતા, મિહરજુ મોપર કીજે।
પાર્શ્વદાસકી અરજ યહી હૈ,
ચરણ શરણમોહિ દીજે ॥ એ જિન૦ ॥૪॥

## ॥ જૈન ઝંડા ગાયન ॥

(કવિ શ્રી કલ્યાણકુમારજી 'શશિ' કૃત)

સ્વસ્તિક ચિન્હ વિભૂષિત પ્યારા, ઝંડા ઊંચા રહે હમારા,
સ્વસ્તિ ચિન્હ ઇસમેં દરશાયા, યહ તીર્થંકરને અપનાયા.
ઋષભદેવને યહ ફહરાયા,
અનેકાન્તકી નિર્મલ ધારા, ઝંડા ઊંચા રહે હમારા. ૧
સ્યાદ્વાદ સન્દેશ સુનાકર, પરમ અહિંસા ધર્મ બતાકર;
વીર પ્રભુને ઇસે ઉડાકર
દુનિયાભરમેં યશ વિસ્તારા, ઝંડા ઊંચા રહે હમારા. ૨
પ્રથમ જૈન સમ્રાટ વીર વર, ચન્દ્રગુપ્તસે સમર ધુરન્ધર;
ઇસ ઝંડેકે નીચે લડકર,
સિલ્યૂકસકા ગર્વ નિવારા, ઝંડા ઊંચા રહે હમારા. ૩
જય વિજયી અકલંક અખંડિત, પૂજ્ય સમન્તભદ્રસે પણ્ડિત;
કરતે રહે ઇસે અભિમણ્ડિત;
અપને વિદ્યાબલકે દ્વારા, ઝંડા ઊંચા રહે હમારા. ૪
સબમેં પ્યાર બઢાનેવાલા, સબકો ગલે લગાનેવાલા;
વિશ્વ-પ્રેમ દરસાનેવાલા;

---

વૈરીનો પણ ઉદ્ધાર કરવાથી વૈર છુટી જાય.

સમ્યગદર્શનકા ઉજિયારા, ઝંડા ઊંચા રહે હમારા. ૫
યહ ઝંડા હાથોમેં લેકર, કર્મ ક્ષેત્રમેં બઢો નિરન્તર;
ઊંચા રખો પ્રાણુ ભી દેકર,
જૈનધર્મકા વિજય સિતારા, ઝંડા ઊંચા રહે હમારા. ૬
બતલાતા યહ ફહર ફહર કર, જીના તુમ સીખો મરમરકર:
જિન્દા રહા ન કોઈ ડરકર,
ભરો વીરતાસે જગ સારા, ઝંડા ઊંચા રહે હમારા ૭
વીરો ઇસકે નીચે આઓ, ઈસકો દુનિયામેં ફહરાઓ;
'શશિ' કિરણેં જગમેં ફૈલાઓ,
વીરો યહ ઉત્થાન તુમ્હારા, ઝંડા ઊંચા રહે હમારા ૮

## ॥ આજ તો બધાઈ ॥

આજ તો બધાઇ રાજા નાભિકે દરબારજી ॥ ટેર ॥

મરૂદેવી પુત્રજાયો, જાયો ઋષભકુમારજી,
અયોધ્યામેં ઉત્સવ કીનો, ઘર ઘર મંગલાચારજી. ॥ ૧ ॥
ધનનન ધનનન ઘંટા બાજે, દેવ કરૈ જયકારજી,
ઈંદ્રાણ્યાં મિલિ ચૌક પુરાયો, ભર ભર મોતિયન થારજી ॥ ૨ ॥
હાથ જોડ મૈં કરૂં વીનતી પ્રભુ જીવો ચિરકાલજી
નાભિરાજ દાન દેવે, બરસે રતન અપારજી. ॥ ૩ ॥
હસ્તી દીના ઘોડા દીના, દીના રથ ભંડારજી,
નગર સરીસા પટ્ટણુ દીના, દીના સબ સિણુગારજી ॥ ૪ ॥
તીન લોકમેં દિનકર પ્રગટે, ઘર ઘર મંગલાચારજી,
કેવલ કમલા રૂપ નિરંજન આદિશ્વર જયકારજી ॥ ૫ ॥

## ॥ શ્રી ગોમ્ટેશ્વર સ્તોત્ર ॥

તુભ્યં નમોસ્તુ શિવ શંકર શંકરાય,
તુભ્યં નમોસ્તુ કૃત કૃત્ય મહોજ્ઞતાય,।
તુભ્યં નમોસ્તુ ઘન ઘાતિ વિનાશનાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જીન ગોમ્મટાય. ॥ ૧ ॥
તુભ્યં નમોસ્તુ વ, કેવલ લોચનાય,
તુભ્યં નમોસ્તુ પરદેવ સુનન્દનાય।
તુભ્યં નમોસ્તુ જીન શાસન શાસનાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જીન ગોમ્મટાય ॥ ૨ ॥
તુભ્યં નમોસ્તુ મદવારણ વારણાય,
તુભ્યં નમોસ્તુ નૃસુરાસુર પૂજિતાય।
તુભ્યં નમોસ્તુ પરમ મંગલ મંગલાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જીન ગોમ્મટાય. ॥ ૩ ॥
તુભ્યં નમોસ્તુ ગિરિમસ્તક સંસ્થિતાય,
તુભ્યં નમોસ્તુ કુમાતાદ્રિ વિભેદનાય।
તુભ્યં નમોસ્તુ શશિ સૂર્ય સમપ્રભાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જીન ગોમ્મટાય. ॥ ૪ ॥
તુભ્યં નમોસ્તુ વિષય વિષ ખંડનાય,
તુભ્યં નમોસ્તુ ભુવન પ્રય મંડનાય।
તુભ્યં નમોસ્તુ રત્ન કરણ્ડ નાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જિન ગોમ્મટાય. ॥ ૫ ॥
તુભ્યં નમોસ્તુ

---

ટીચે ટીચે સરોવર ભરાય. ને કાંકરે કાંકરે પાળ બંધાય.

તુભ્યં નમોસ્તુ સુમતિબુદ્ધિ વિંવર્દ્ધનાય,
તુભ્યં નમોસ્તુ પરમાર્થ સમર્થનાય।
તુભ્યં નમોસ્તુ પરમાધિક નિષ્કષાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જીન ગોમ્મટાય. ॥ ૬ ॥

તુભ્યં નમઃ નિરૂપમાય નિરન્જજનાય,
તુભ્યં નમઃ ભવભવાર્તિ વિનાશનાય।
તુભ્યં નમઃ સકલજંતુ હિતંકરાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જિન ગોમ્મટાય. ॥ ૭ ॥

તુભ્યં નમોસ્તુ ઽખિલલોક વિલોકનાય,
તુભ્યં નમોસ્તુ પરમાર્થ ગુણાષ્ટકાય।
તુભ્યં નમોસ્તુ વિઙ્ગુલાધિપ પાવનનાય,
તુભ્યં નમોસ્તુ વિભવે જિન ગોમ્મટાય. ॥ ૮ ॥

સમાપ્તં



વિષયોનો વિશ્વાસ જરાપણ કરવા લાયક નથી.

## શ્રી ૧૦૮ શ્રી કુંદકુંદાચાર્ય પછી થયેલ આચાર્યોના નામ અને રચેલા ગ્રંથની યાદી

પ્રકાશક દિ. સેન્ટ્રલ જૈન પબ્લીસીંગ હાઉસ આરા.

| ક્રમ નં. | નામ | વીર સંવત | વીક્રમ સંવત | તેમણે રચેલા ગ્રંથો |
|---|---|---|---|---|
| ૧ | શ્રી કુંદકુંદાચાર્ય | ૪૯૭ | ૨૭ | અષ્ટપાહુડ, સમયસારપ્રાભૃત, નિયમસાર, પંચાસ્તિકાય, પ્રવચનસાર, રયણસાગર, દ્વાદશાનુપ્રેક્ષા વિગેરે ૫૦ અધ્યાત્મિક ગ્રંથ. |
| ૨ | શ્રી ઉમાસ્વામી આચાર્ય | ૫૪૬ | ૭૬ | શ્રી તત્વાર્થ સુત્ર–મોક્ષ શાસ્ત્ર. |
| ૩ | શ્રી સંમંત ભદ્રાચાર્ય | ૫૧૫ | ૧૨૫ | ગંધહસ્તિમહાભાષ્ય, જિનશતકાલંકાર, વિજયધવલ ટીકા, યુકત્યનુશાસન, સ્વયંભૂસ્તોત્ર, રત્નકરંડ શ્રાવકાચાર, જિનશતક, આપ્તમિંમાશા વગેરે. |
| ૪ | શ્રી પૂજ્યપાદાચાર્ય | ૮૭૦ | ૪૦૦ | સર્વાર્થ સિદ્ધિ ટીકા, શબ્દાવતાર જૈનેંદ્ર વ્યાકરણ, ઇષ્ટોપદેશ આદિ કેટલાંક વૈદકના ગ્રંથ સમાધિતંત્ર, લખ્યાં છે. |

| ક્રમ નં. | નામ | વીર સંવત | વીક્રમ સંવત | તેમણે રચેલા ગ્રંથો |
|---|---|---|---|---|
| ૫ | શ્રી વસુનંદી | ૧૦૦૬ | ૫૩૬ | યતાચાર, પ્રતિષ્ઠાચાર, શ્રાવકાચાર. વિગેરે ગ્રંથો લખ્યા છે. |
| ૬ | શ્રી વીરનંદી કવિ | ૧૦૨૬ | ૫૫૬ | આચારસાર, ચન્દ્રપ્રભ ચરિત, આદિ શિલ્પસંહિતા વિગેરે |
| ૭ | શ્રી વાદીભ સિંહ | ૧૧૨૦ | ૬૫૦ | ક્ષત્રચુડામણિ, ગદ્યચિંતામણી વિગેરે. |
| ૮ | શ્રી નેમિચંદ્ર સિદ્ધાંત ચક્રવર્તિ | ૧૨૦૫ | ૭૩૫ | ગોમટ્ટસાર, ત્રૈલોક્યસાર, લબ્ધિસાર, ક્ષપણસાર, દ્રવ્ય સંગ્રહ વિ. |
| ૯ | શ્રી માનતુંગાચાર્ય | ૧૨૨૬ | ૭૧૬ | ભક્તામર સ્તોત્ર |
| ૧૦ | શ્રી પ્રભાચંદ્રાચાર્ય | ૧૨૭૦ | ૮૦૦ | પ્રમેયકમલમાર્તંડ રાજમાર્તંડ, ન્યાયકુમુદચંદ્રોદય વિ. |
| ૧૧ | શ્રી અકલંકાચાર્ય | ૧૩૨૬ | ૮૫૬ | ચૂર્ણી, મહાચૂર્ણી ચૂલિકા, રાજવાર્તિક, અષ્ટશતી ન્યાય વિનિશ્ચયાલંકારે, અકલંક સ્તોત્ર. |

| ક્રમ નં. | નામ | વીર સંવત | વીક્રમ સંવત | તેમણે રચેલા ગ્રંથો |
|---|---|---|---|---|
| ૧૨ | શ્રી જિનસેનાચાર્ય | ૧૩૪૨ | ૮૭૨ | આદિપુરાણ, પાર્શ્વાભ્યુદય કાવ્ય. |
| ૧૩ | શ્રી ગુણભદ્રાચાર્ય | ૧૩૪૫ | ૮૭૫ | ઉત્તરપુરાણ; આત્માનુશાસન, ભાવસંગ્રહ વગેરે |
| ૧૪ | શ્રી વિદ્યાનંદસ્વામી | ૧૩૫૧ | ૮૮૧ | વિદ્યાનંદ મહોદય, અષ્ટસહસ્રીપ્રમાણ પરિક્ષા પ્રમાણ નિર્ણય, તર્ક પરિક્ષા, આપ્તપરિક્ષા વિગેરે. |
| ૧૫ | શ્રી સોમદેવસૂરિ | ૧૩૫૧ | ૮૮૧ | યશસ્તિલકચંપૂ, નીતિવાક્યામૃત, અધ્યાત્મતરંગિણી વ. |
| ૧૬ | શ્રી વાદિરાજસૂરિ | ૧૪૧૮ | ૯૪૮ | એકીભાવસ્તોત્ર, યશોધરચરિત્ર, પાર્શ્વનાથ ચરિત્ર, કાકુત્સ્થ ચરિત્ર. |
| ૧૭ | શ્રી અમૃતચંદ્રાચાર્ય | ૧૪૩૨ | ૯૬૨ | સમયસાર, પંચાસ્તિકાય, પ્રવચનસારની સંસ્કૃત ટીકા લબ્ધિ, તત્વાર્થસાર, પુરૂષાર્થ સિદ્ધ્યુપાય સમયસાર કલશ વિગેરે. |
| ૧૮ | શ્રી મલ્લિષેણાચાર્ય | ૧૪૩૯ | ૯૬૯ | મહાપુરાણ, નાગકુમાર કાવ્ય, સજ્જન ચિત્તવલ્લભ. |

| ક્રમ નં. | નામ | વીર સંવત | વીક્રમ સંવત | તેમણે રચેલા ગ્રંથો |
|---|---|---|---|---|
| ૧૯ | શ્રી ઇન્દ્રનંદિ મુનિ | ૧૪૬૦ | ૯૯૦ | પ્રતિષ્ઠાપાઠ, ઔષધીકલ્પ, શાંતિચક્ર પૂજા, વગેરે. |
| ૨૦ | શ્રી અમિતગતિ આચાર્ય | ૧૪૯૫ | ૧૦૨૫ | સુભાષિત રત્નસંદોહ, ધર્મ પરિક્ષા શ્રાવકાચાર, પંચ જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ વિગેરે. |
| ૨૧ | શ્રી શુભચંદ્રાચાર્ય | ૧૫૨૦ | ૧૦૫૦ | જ્ઞાનાર્ણવ ગ્રંથ |
| ૨૨ | શ્રી આશાધર પંડિત | ૧૭૦૫ | ૧૨૩૫ | ધર્મામૃત, સાગ ધર્મામૃત, અનગાર ધર્મામૃત, પ્રતિષ્ઠા સારોદ્ધાર, વિગેરે સુમારે ૪૦ ગ્રંથ લખ્યા. |
| ૨૩ | શ્રી પ્રભાચંદ્ર ભટ્ટારક | ૧૭૮૬ | ૧૩૧૫ | તેમણે ગ્રંથ ઉપર ટીકા કરી છે. એ ટીકા લખનાર ભટ્ટારક છે. |
| ૨૪ | શ્રી શ્રુતસાગર | ૧૯૭૦ | ૧૫૦૦ | અષ્ટપાહુડ ટીકા, તત્વાર્થ સૂત્ર ટીકા લખી. |
| ૨૫ | શ્રી સકલકીર્તિ આચાર્ય | ૧૯૭૦ | ૧૫૦૦ | ધર્મપ્રશ્નોત્તર, સુભાષિતાવલી, પ્રશ્નોત્તર શ્રાવકાચાર. |

## ॥ મંગલાષ્ટક ॥

સંઘ સહિત શ્રી કુંદકુંદ ગુરૂ, વંદન હેત ગયે ગિરનાર,
વાદ પર્યો તહું સંશય મતિસોં, સાક્ષી વદી અંબિકા કાર;
સત્ય પંથ નિરગ્રંથ દિગમ્બર, કહી સુરી તહં પ્રગટ પુકાર.
સો ગુરૂદેવ વસૌ ઉર મેરે, વિઘન હરણ મંગળ કરત

સ્વામિ સમંત ભદ્ર મુનિવરસોં, શિવકોટી હઠ કિયો અપાર,
વંદન કરો શંભુ પિંડીકો, તબ ગુરૂ રચ્યો સ્વયંભૂ ભાર,
વંદન કરત પિંડીકા ફાટી, પ્રગટ ભયે જિનચંદ્ર ઉદાર. ૨

શ્રી અકલંકદેવ મુનિવરસોં, વાદ રચ્યો જહં બૌદ્ધ વિચાર,
તારાદેવી ઘટમેં થાપી, પટકે ઓટ કરત ઉચ્ચાર,
જીત્યો સ્યાદવાદ બલ મુનિવર, બૌધ ઓધ તારામદટાર. ૩

શ્રીમત વિદ્યાનંદિ જબૈ શ્રી દેવાગમ શ્રુતિ સુની સુધાર,
અર્થ હેત પહુંચ્યો જિનમંદિર. મિલ્યો અર્થ તહું સુખદાતાર;
તબ મત પરમ દિગમ્બરકે ધર, પરમતકો કીનો પરીહાર. ૪

શ્રીમત માનતુંગ મુનિવરપર, ભૂપકોપ જબ કિયો ગંવાર,
બંધ કિયો તાલોંમેં તબહી, ભક્તામર ગુરૂ રચ્યો ઉદાર;
ચક્રેશ્વરી પ્રગટ તબ હૈં કૈં, બંધન કાટ કિયો જયકાર. ૫

શ્રીમત બાદિરાજ મુનિવરસોં, કહ્યો કુષ્ટિ ભૂપતિ જિહુંવાર,
શ્રાવક શેઠ કહ્યો તિહ અવસર, મેરે ગુરૂ કંચન તન ધાર;
તબહી એકી ભાવ રચ્યો ગુરૂ, તન સુવરણદુતિ ભયો અપાર. ૬

શ્રીમત કુમુદચંદ્ર મુનિવરસોં, વાદ પર્યો જહં સભા મઝાર,
તબહી શ્રી કલ્યાનધામ શ્રુતિ, શ્રી ગુરૂ રચના રચી અપાર,
તબ પ્રતિમા શ્રી પાર્શ્વનાથકી, પ્રગટ ભઇ ત્રિભુવન જયકાર. ૭

વિપુલાચલ ઉપર ધર્મ ઉપદેશ દીધો.

શ્રીમત અભયચંદ્ર ગુરૂસો જબ, દિલ્લી પતિ ઇમ કહી પુકાર,
કે તુમ મોહી દિખાવહુ અતિશય, કૈ પકરો મેરો મતસાર;
તબગુરૂ પ્રગટ અલૌકિક અતિશય, તુરત હર્યો તાકો મદ-ભાર. ૮

દોહા—વિઘન-હરણુ મંગલ કરણુ, વાંછિન ફલ-દાતાર,
'વૃંદાવન' અષ્ટક રચ્યો, કરો કંઠ સુખકાર. ૯

---

॥ શ્રી મહાવીરાય નમઃ ॥

પરમપૂજ્ય જગત્વંદ્ય પ્રાતઃસ્મરણીય ચારિત્રચક્રવર્તી યોગીન્દ્ર
ચૂડામણિ સિદ્ધાંત-પારંગત
ધર્મ-સામ્રાજ્ય-નાયક શ્રી ૧૦૮ દિગમ્બર જૈનાચાર્ય

## 'શ્રી શાંતિસાગરજી' મહારાજકા અંતિમ આદેશ

શ્રી ૧૦૮ આચાર્ય શ્રી શાંતિસાગરજી મહારાજકા કુંથલગિરી સિદ્ધક્ષેત્ર પર સં. ૨૦૧૧ મિતી ભાદ્રપદ શુકલા દ્વિતીયા રવિવાર તા ૧૮-૯-૫૫ કે પ્રાતઃકાલ ૬-૫૦ કો નિર્વાણ હો ગયા હૈ.

આપકા સલ્લેખના લેકર સમાધિમરણ હુઆ હૈ। આત્માકો કર્મબંધન સે ત્વરિત મુક્ત કરનેકે લિયે આપને મૃત્યુકો આહ્વાનન દેકર શરીરકો આત્માકી મુક્તિ કે લિયે ઉત્કૃષ્ટ ઉપયોગમેં લિયા હૈ। સંસારમેં ઇસ માફક કી ૧૫૦૦ વર્ષ કે પીછે આત્મમુક્તિકા માર્ગ ગ્રહણ કર સાક્ષાત દિખાયા હૈ।

—વિશ્વ સંદેશ

---

## મહાવીર-સંન્દેશ

મહાવીરનો સન્દેશ
આ છે મહાવીરનો

(૧) વિપુલાચલ ઉપર ધર્મ ઉપદેશ દીધો. આ છે

(૨) બધાં જીવો તમારી સરખા જાણો. કોઈના ઉપર દુઃખ
ક્લેશ કે અસદ્ભાવ ન રાખો, કોઈની સાથે દુશ્મનતા
ન રાખો. આ છે.

(૩) વૈરીનો પણ ઉદ્ધાર કરવાથી વેર છુટી જાય અને તેને
પણ સારી બુદ્ધિ ઉપજે

(૪) પાપની ઘૃણા કરો પણ પાપીની લેશ માત્ર ન કરવી,
પણ પ્રેમપૂર્વક તેને સાચો માર્ગ બતાવવો આ છે.

(૫) એકાન્ત કદાગ્રહ અને દુર્ગુણ તજી દો; હંમેશા મન
પ્રસન્ન રાખો અને તત્વનો ઉપદેશ કરો. આ છે

(૬) રાગ, દ્વેષ, ઈંદ્રિય, મોહ, કષાય સઘળાને જીતો, ધૈર્યને
ધારણ કરો, ને મનમાં હંમેશા સુખમાં કે દુઃખમાં
સમતા રાખો. આ છે.

(૭) અહંકાર મમત્વ ને છોડી દઈને તૃષ્ણા સર્વનો ત્યાગ
કરીને તપને સંયમમાં રાખો.

(૮) મિથ્યાત્વ તજી દઈને વીરના સાચા ઉપાસક બનો
મુશ્કેલીમાં જરાએ ગભરાવું નહિ ને કોઈના ઉપર ગુસ્સે
ન થવું. આ છે.

(૯) ક્લેશભાવને છોડી દઈને સમદૃષ્ટિવાળા બનો. મન દૃઢ
કરી સદાચાર પાળો જેથી જરાએ પ્રમાદ ન રહે આ. છે.

---

સારા વિચારો કરો, સારા કાર્યમાં પ્રયત્ન
રાખો તો ખોટું કરવાનો વખત નહિ આવે.

(૧૦) સાદાઇથી રહેવું, સાદું ભોજન જમવું અને સાદો વેષ રાખવો હૃદયમાં વિશ્વપ્રેમ જાગ્રત કરીને કર્મને દૂર કરો. આ છે.

(૧૧) હંમેશા સૌનું કલ્યાણ થાઓ એવી ભાવના ભાવવી, લોકસેવા કરો એ જ. ઉપદેશ દેવાના છે બીજો નહિ આ છે. ઉપર આપેલા ઉપદેશ પ્રમાણે ચાલવાથી આત્મામાં જ્યોતી પ્રગટશે. આ છે

---

## મ્હારી ભાવના

### શ્રીમદ્ રાજચંદ્ર

### ક્ષમાપના

હે ભગવન્ ! હું બહુ ભુલી ગયો; મેં તમારાં અમુલ્ય વચનોને લક્ષમાં લીધાં નહી. તમારાં કહેલાં અનુપમ તત્વોનો મેં વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીયળને મેં સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા, અને પવિત્રતા મેં ઓળખ્યા નહીં.

ભગવંન્ ! હું ભુલ્યો, આથડયો-રઝળ્યો અને અનંત સંસારની વિટમ્બાનામાં પડયો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલીન છું. હે પરમાત્મા ! તમારાં કહેલાં તત્ત્વોવિના મારો મોક્ષ નથી હું-નિરંતર પ્રપંચમાં પડયો છું, અજ્ઞાનથી અંધ થયો છું. મારામાં વિવેક શક્તિ નથી અને હું મૂઢ છું. નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા ! હવે તમારૂં, તમારા ધર્મનું અને સાધુનું શરણુ ગ્રહું છું, મારા અપરાધ ક્ષય થઈ હું તે

---

સર્વ પાપથી મુક્ત થઉં. એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરૂં છું, જેમ જેમ હું સુક્ષ્મ વિચારથી ઊંડો ઉતરૂં છું; તેમ તેમ તમારા તત્વનાં ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે તમે નિરાગી, નિર્વિકારી, સતચિદાનંદસ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રયલોકય પ્રકાશક છો. હું મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલાં તત્વની શંકા ન થાય, તમારા કહેલાં રસ્તામાં અહોરાત્ર હું રહું એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ! હે સર્વજ્ઞ ભગવન્! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઈ અજાણ્યું નથી. મારા પશ્ચાત્તાપથી હું કર્મ જન્ય પાપની ક્ષમા ઇચ્છું છું.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

—✲—

## મ્હારી ભાવના

અપૂર્વ અવસર એવો કયારે આવશે?
કયારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો;
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને,
વિચરશું કબ મહત્પુરુષને પંથ જો? અપૂર્વ૦ ૧

સર્વ ભાવથી ઓદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં;
દેહે પણ કિંચિત મૂર્છા નવ હોય જો. અપૂર્વ૦ ૨

વસ્તુનો કેવળ વિનાશ કદીપણ થતો નથી પણ તેનું રૂપાંતર થયા કરે છે.

દર્શન મોહ વ્યતિત થઈ ઉપજ્યો બોધ જો,
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્ર મોહ વિલોકીયે,
વર્તે એવું શુદ્ધ સ્વરુપનું ધ્યાન જો. અપૂર્વ૦ ૩

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરિસહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ૦ ૪

સંયમના હેતુથી યોગ પ્રવર્તન,
સ્વરુપ લક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરુપમાં લીન જો. અપૂર્વ૦ ૫

પંચવિષયમાં રાગ દ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો. અપૂર્વ૦ ૬

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીન પણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦ ૭

બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો અપૂર્વ૦ ૮

---

આ જગતમાં તારા સિવાય તારૂં ભલું કે બુરું કરનાર કોઇ નથી.

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવછેદ જ્યાં;
ભવના બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦ ૧૫
વેદની યાદી ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ 'આકૃતિ' માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦ ૧૬
મન, વચન, કાયાને કર્મની વર્ગણા,
છુટે જહાં સકળ પુદ્ગળ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦ ૧૭
એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરૂલઘુ અમૂર્ત્ત સહજપદ રૂપ જો. અપૂર્વ૦ ૧૮
પુર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઉર્દ્વ ગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થીતજો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિતજો. અપૂર્વ૦ ૧૯
જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહીં પણ તે શ્રી ભગવાનજો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે,
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ૦ ૨૦

---

કર્મો અવશ્ય ફળ આપવાના જ. એમ
જાણી તત્વદૃષ્ટિએ આત્મસ્વરૂપે રહેવું.

કરવા માટે ખાસ એક નકશો પણ સાથે છે. તેમાં કયાં થઇને કયાં જવું તે સંબંધી માહિતી સંબંધી જોઇ લેવી તેમજ તેમાં શું ડબાની હકીકત કનશેસન માટે, સ્ટ્રોંગરુમ માટે, કેટલા માઇલ થાય તથા એકની ૨૫૦૦ માઇલ સુધી ભાડાનું કોષ્ટક, તે લાઇન ઉપર મહત્વની બાબતો શુ જોવાની છે. કયા માઇલેજ ઉપર છે. વિગેરે દરેક હકિકત છે; માટે પૂરો અભ્યાસ કરવાથી યાત્રા બહુજ સહેલાઇથી થાય છે. ઉપરાંત ૧૫૦ માઇલ ઉપર, ૬¾, ૩૦૦ સુધી ૬ તથા ૩૦૦ ઉપર ૫ પાઇ ચાર્જ કરે છે. તો જેમ બને તેમ હિસાબગણી લાંબી ટીકીટ લેવામાં ઘણો ફાયદો થાય છે. મેં માઇલેજ સાથે ટીકીટ મૂકી છે. ૧૦૦ માઇલે ૧ દિવસ હોલ્ટીંગ મળે છે. પહેલાં ૧૫૦ માઇલ ઉપર જેટલાં સો માઇલ હોય તેટલાં દિવસ રેલ્વેટાઇમ સિવાય રોકાવાય છે.

આ પુજાના ગુટકામાં સમાવેશ કરવાનો હોવાથી બહુજ ટુંકાણમાં લખ્યું છે. જેથી વધારે વિવરણ મેં કરેલ નથી. મેં બે વખત પવિત્ર યાત્રાઓ કરી છે તેમજ નકશા ઉપર તેમજ બીજા વાંચનનો ખૂબ બારીકાઇથી અભ્યાસ કર્યો છે છતાં મારી અલ્પમતિ પ્રમાણે કંઇક લખી જણાવું છુ.

ટાઇમ લાંબો થાય તેટલે બે રસ્તા (રૂટ) બતાવું છું.

આ ભાવનગરથી લખું છું. છતાં ગુજરાત અને મુંબઇ-વાળાને પણ અનુકુળ પડે તેમ છે. ને તે પ્રમાણે મેળવી લે. રેલ્વેના દરેક લાઇનના ટેબલ છે તે પ્રમાણે નોંધી રાખે જેથી તુરત સમજણ પડે

---

પાપના વિચારો આપણને પાપી બનાવે છે; અને
ધર્મના વિચારો આપણને ધર્મી બનાવે છે.

(૨) રૂટ (રસ્તો) ભાવનગરથી ધંધુકા થઈ અમદાવાદ, ત્યાંથી અજમેર (ગુજરાત સમાજ તથા ત્રીકમચંદજી ધર્મ-શાળા) ત્યાંથી જયપુર (બંજી ઠોલીયા ધરમશાળા) ત્યાંથી મોટરમાં બાંડા પદમપુરીજી ત્યાંથી સ્ટેશન સવાઈમાધવપુર અહીં ઉતરી સાર્વજનિક ધર્મશાળામાં સામાન મૂકી ટાંગા કરી ચમત્કારજી તથા શહેરમાં દર્શન કરી પાછા સ્ટેશન પર આવી ત્યાંથી બ્રોડગેઇજ (મોટી લાઈન)માં શ્રી મહા-વીરજી ત્યાંથી ગેંગાપુર થઇ, બયાના થઇ આગ્રાફોર્ટ (મોતી કટરા તથા યમુના તટ ધર્મશાળા) દેવદર્શન કરી તાજ. મહાલ જોઈ ત્યાંથી મથુરા (ઘીયામંડી ધર્મશાળા) ચોરાશી. મથુરા કરી દીલ્હીમાં ગુજરાત સમાજ અગર નયા મંદિર દી જૈન ધર્મશાળા ધરમપુરા ત્યાં દેવદર્શન કરી બધું જોઇ લેવું.

મુંબઇ અગર બીજેથી આવનાર દીલ્હી એમાંથી ગમે તે રૂટે (રસ્તે) આવે. દીલ્હીથી મીરઠ ત્યાંથી હસ્તીનાપુર મોટરમાં પાછા મીરઠ જૈન ધર્મશાળા ત્યાંથી સાંજની ગાડીમાં લખનૌનો શુ ડબ્બો, હાપુર, મોરાદાબાદ થઈ લખનૌ સ્ટેશન ઉપર મુન્નાલાલજી કાગદી, દી. જૈન ધર્મશાળા, ચંપાબાગ ત્યાંથી લુપલાઈન નોરથન રેલ્વે નં. ૫ અજોધ્યા ત્યાં કીરાદી, ધર્મશાળા ત્યાંથી બનારસ મેદાગીની બાજુ બીહા-રીલાલજી દિ જૈન ધર્મશાળા ત્યાંથી સામેજ અડામાંથી મોટરમાં ચંદ્રપુરી, સિંહપુરી, ભેમાપુરા ભદેની સારનાથ વિગેરે કરી લેવું મોગલસરાઇ ૭ માઇલ છે. મોટર એમ.

સત્ય એ મનુષ્યનું ઉંચા પ્રકારનું આભુષણ છે.

ટી વિગેરે જાય છે તો મોટરમાં જવું વધારે સારૂ છે. મોગલસરાઈથી પટના ગુલઝાર બાગ સ્ટેશન ઉપર થોડે દૂર દી. જૈન ધર્મશાળા ત્યાંથી સામેજ સુદર્શન શેઠના ચરણ ત્યાંથી શહેરમા દર્શન કરીને રાજગુરૂની એસ. ટી જાય છે તેમાં રાજગીરી જવું. તે બહુજ અનુકૂળ છે. રાજગીરીથી નાલંદા થઈ કુંડલપુર ત્યાંથી પાવાપુરીજી ત્યાંથી ગુણાવાજી ત્યાંથી નવાડા સ્ટેશન ઉપર ધર્મશ ળા તથા મંદિરજી ત્યાંથી ભાગલપુરની બસ જાય છે. સવારની ટ્રેઇન સીધી ભાગલપુર જાય છે તો અનુકૂળ રસ્તે ભાગલપુર કોટવાળી પાસે જૈન ધર્મશાળા દહેરાસર ત્યાંથી બે માઇલ દૂર નાથનગર, ચંપા પુરી દેરાસરજી તથા ધર્મશાળા. અત્રે શહેર સારૂં હોવાથી દરેક ચીજ લઇ લેવી સ્ટેશન ઉપરથી મોટરમાં (બોસીમંદાર) મંદારગિરીજી ત્યાં ધર્મશાળા ત્યાંથી બૈજનાથધામ (દેવપુર મોટરમાં) ત્યાંથી ટ્રેઇનમાં મધુપુર બદલી ગીરડી અગર મોટર પણ બૈજનાથધામથી સીધી ગીરડી જાય છે. ગીરડીથી મધુવન શ્રી સમ્મેદશિખરજી સાક્ષાત્ જ્યાં કુદરતના સાથીયા છે તે આખા જગતમાં પવિત્રમાં પવિત્ર ભૂમિ જેના દર્શનમાત્રથી જ પાવન થવાય ગીરડીમાં વીસપંથી, બડીકોઠી મધુવન, પાર્શ્વનાથમા પણ વીશપંથી તથા તેરાપથી કોઠીયો ધર્મશાળા છે હવે આપણે માઇલેજ (ગાઉ) જોઇએ ટીકીટ ૧ (પહેલા રૂટ પ્રમાણે લાંબી કાઢી શકાય. ને બીજા રૂટ પ્રમાણે કઢાય તે માઇલિ મૂકુ છું.

દહેરાસરજી તથા જોવા માટે જ્યાં ઉતરો ત્યાં સ્થાનીક તપાસ કરી લેવી. જેથી પૂરેપૂરી સમજ પડે

૧ વેસ્ટર્ન રેલ્વે ભાવનગરથી ધંધુકા થઈ અમદાવાદ ૧૯૭

---

 ૫૮૧/૭૪૮

અમદાવાદથી મેઇનલાઇન દીલ્હી

( નોરથન રેલ્વે )

દીલ્હીથી મીરઠ, હાપુર, મોરાદાબાદ, લખનૌ, = ૩૨૫
૪૨ ૧૯ ૬૨ ૨૦૨

લુપલાઇનમાં અજોધ્યા, બનારસથી મોગલસરાઇ – ૨૧૨

(ઇસ્ટર્ન) પટના... .... ... – ૧૩૨

૧૪૧૭

કુલ ૧૪૧૭ માઇલમાં ૧૪ દિવસ ઉતરી શકાય ને પટના સુધી ટીકીટ કઢાવવાથી રૂપીયાનો ફાયદો થાય આ રૂટમાં દીલ્હી, મીરઠ, લખનૌ, અજોધ્યા, બનારસ ખુશીથી બહુજ આરામથી થાય ને પહોંચી જવાય.

રૂટ નં. ૨ ભાવનગરથી ધંધુકા થઇ અમદાવાદ | ૧૧૭
વેસ્ટર્ન અજમેર જયપુર સવાઇમાધુપુર | ૪૯૧
૩૮૯ ૮૨
શ્રી મહાવીરજીસ્યાના આગ્રાફોર્ટ | ૧૪૦
૨૬ ૫૩
રાજાકી મંડી થઇ મથુરા દીલ્હી ૧૨૨
૬૧

થી મીરઠ, હાપુર, મોરાદાબાદ, લખનૌ, ૫૨૩
અયોધ્યા બનારસ સુધી

કુલ ૧૪૨૩

આ રસ્તે જનારે બનારસ સુધીની જ ટીકીટ લેવી. પછી પટનાની મોગલસરાઇથી લેવી તો ઉપરનું બધુજ થઇ

મનુષ્યમાત્રને બંધુભાવથી જુઓ.

જાય છે. ૧૪ દિવસમાં પટનાથી પછી નં. ૧ના રૂટ મુજબ મોટરમાં મધુવનથી પાર્શ્વનાથ ત્યાંથી ગોમાહ. હવે ગોમાહથી ધનબાદ જરીયા ચિત્તરંજન વિગેરે જોવા જવું હોય તો જવાય છે. બધું જ મોટરમાં જ થાય છે. ગોમાહથી અડાર બાંકુરા થઇ ખરગપુર થઇ ભુવનેશ્વર ત્યાંથી ખેડગીરી, ઉદયગીરી ભુવનેશ્વર ત્યાંથી જગનાથપુરી ૨૨ માઇલ ત્યાંથી રાત્રે એકસપ્રેસમાં સીધા હાવરા-કલકત્તા, હેરીસન રોડ ધર્મશાળા

| ગોમાહથી અડાર | ખરગપુર | ભુવનેશ્વરી | પુરી | |
|---|---|---|---|---|
| | ૧૫૦ | ૨૦૦ | ૨૨ | = ૩૭૨ |

પુરીથી હાવરા ૩૧૦ કુલ ૬૮૨ થાય.

હવે કલકત્તા હાવરાથી શ્રુ ટીકીટ અલ્હાબાદ

| કાનપુરથી | ઝાંસી | લલિતપુર | |
|---|---|---|---|
| ૬૨૨ | ૧૩૭ | ૬૬ | = ૮૨૫ |

ટીકીટ કઢાવવી ૮ દિવસ મળે. ૨) અલ્હાબાદ.

૧ કાનપુર ૩ સોનાગીર ખુશીથી થાય. પછી લલીતપુર ઝાંસીથી સોમાગીર ૨૨ માઇલ. તે ટીકીટ જાતાવળતાની લઈ લેવી. જેમને સાગરમાં જવાની ફુરસદ ન હોય તે સીધા સોનાગીરથી ગ્વાલીયર જાય ને ત્યા ચ પાબાગ દિ. જૈન ધર્મશાળા

રૂટ ન. ૨ લશ્કરમાં છે ગ્વાલીઅર કિલ્લો ઉપર છે અહીંથી પાછા જવું હોય તો ઇન્દોરની બસ સીધી મળે છે, તો ઇન્દોર જવુ અગર આગ્રા થઈ પેલા રસ્તે જવું હોય તો ગ્વાલીયરથી આગ્રા મથુરા પણ જઈ શકાય. કલ-

કત્તા-હાવરાથી અલ્હાબાદ આવતા સોણ નદીનો પુલ મોટામાં મોટો અને જોવાલાયક આખા હિન્દુસ્થાનમાં છે. તથા દાલમીયાનગર પણ દેખાય છે. સેનઇસ્ટએન્ડ પછી મોગલસરાઈ આવે છે.

અલ્હાબાદ જીરારોડ ઉપર દી જૈન ધર્મશાળા તથા અંદર મંદિરો છે, ૫ માઇલ દૂર કિલ્લો છે તે જોવા માટે ખાસ જવું. જ્યાં આગળ પ્રથમ તીર્થંકર રીખવદેવ ભગ-વાનને કેવળજ્ઞાન થયું હતું તે ભોંયરૂં છે તથા બહાર અક્ષયવડ છે તથા સામે વહાણમાં નદીનો સંગમ જોવા જેવું છે અને દેખાવ પણ ઘણો અદ્દભુત અને આલ્હાદ ઉપજાવે તેવો બધી જગ્યાએ રીક્ષાઓ બહુજ સસ્તી છે.

અલ્હાબાદથી કાનપુર લાઠી મહોલ્લામાં દી જૈન ધર્મ-શાળા તથા સ્ટેશન સામે સાર્વજનિક પણ સારી છે. અહીંથી ઝાંસી થઇ સોનાગીર, સોનાગીરથી ઝાંસી થઇ લલિતપુર ક્ષેત્રપાળ ધર્મશાળામાં જવું.

લલિતપુરથી ચંદેરી થોભણજી ૬૬ માઇલ છે. લલિત-પુરથી દેવગઢ ૪૨ માઇલ છે. તે કરી પછી ત્રીકમગઢ ૩૬ માઇલ જવું. ત્યાંથી આહારજી ૧૨ માઇલ કરી ૫ પોરાજી ૮ જાતવળત કરી, ત્રીકમગઢથી છત્રપુર ૯૦ માઇલ ખજરાહા જાતવળત ૫૬ છત્રપુરથી સાગર ૧૦૦ માઇલ બધા રસ્તા સારા છે અને સડકો પાકી છે. સાગર જતાં વચ્ચે મલાપરાં ઉતરવું ત્યાં આપણો આશ્રમ છે ત્યાંથી સેનપા દ્રોણાગીરીજી ૮ પાછા મલાવરાથી દલપતપુરથી નેનાગીરી ૧૮ માઇલ દલપતપુરથી સાગરમાં મોરારજી તળાવ ઉપર ધર્મશાળા છે. તે સિવાય કટરા

બજારમાં મંદિરજી પાસે નાની છે તે સિવાય પાસે ગુજરાતી બજારમાં ગેડાજીની બહુજ સગવડવાળી છે. અહીંથી પટના શહીલી ૨૭ માઇલ બસ જાય છે પછી આવી દમોહ બસમાં જવું. ઠેઠ જબલપુર સુધી બસ જાય છે.

જે લોકોને સાગર જિલ્લો યાત્રા જવું ન હોય તો લલીતપુરથી સાગર બસ જાય છે ૬૬ માઈલ રસ્તો સારો છે તે રસ્તે સાગર આવવું.

દમોહથી કુંડલપુર જવું વચ્ચે પટેરા આવે છે ત્યાં દર્શન કરવા કુંડલપુર ઘણી સગવડતા છે. પાછા દમોહથી ટ્રેઇન રસ્તે બીના આવી ભોપાળ જવાય છે. અગર સાગર આવી સાગરથી ભોપાળની બસ મળે છે. તેમાં પણ જઈ શકાય છે.

ભોપાળ ગામમાં ધર્મશાળા તથા દહેરાસરો છે શહેર સારૂં છે. અહીંથી દેવાસ થઇ ઇન્દોર બસ જાય છે તે કરતાં ટ્રેઇનમાં મક્ષી જવું. મક્ષી ગાડી બહુ જ થોડીવાર ઉભી રહે છે. જેથી ઝપાટાબંધ ઉતરી જવું સ્ટેશન સામે ધર્મશાળા છે તથા ગામ જરા દૂર છે. ત્યાં મંદિરજીમાં પણ ધર્મશાળા બાંધી સગવડ છે. ત્યાં દર્શન કરી નજદીક મોટર અડા ઉપરથી ઇન્દોર જવું.

દમોહથી રેલ્વે રસ્તે ભોપાળ માઈલ ટીકીટ

દમોહથી સાગર ભોપાળ બસ ટીકીટ

૧-૧૩ ૩-૧૪

ભોપાળથી મક્ષી રેલ્વે માઈલ

---

આ પ્રમાણે ઇન્દોર મોટર અડ્ડાથી થોડે દૂર છે. શેઠ હુકમચંદજીની નસીયા રોડ ઉપર ધર્મશાળામાં ગયા હતા. અહીંથી બધું જોઇ સામે સ્ટેશન છે. જ્યાંથી બસો ઉપડે તેમાં પહેલાં વડવાડા થઇ સિધવરકુટ જવું ને ભાઇ વાલીઅરથી સીધા આવ્યા હોય તેમને પણ આ રસ્તો જ રહ્યો. પાછા બડબાહા થઈ ઉનપાવાગીરી કરી વડવાની જવું બધે સારી ધર્મશાળા તથા સગવડ છે. વડવાનીથી બાવનગજા જઇ પાછા વડવાની આવવું. અતરેથી ખંડવા તથા દાહોદ બંને જગાએ બસ જાય છે. જેમને આગળ ન જવું હોય તે ૨-૧૩-૦માં દાહોદ જાય ને જેમને ખંડવા જવું હોય તે ખંડવા જાય ત્યાં અડ્ડા સામે સ્ટેશન છે તથા ગામમાં આપણી ધર્મશાળા બહુ સારી છે.

રૂટ ૨:-ઇન્દોરથી વડવાણી સિધા પણ જવાય છે. વાયા જુલવાનીયા ચેલી ઉપડે છે પછી વાયા ઠીકરીદવાના થઈ જાય છે તે બસમાં જવું. ૦ાા ફાયદો થાય છે. વડવા કરી બાવનગજા કરી વડવાનીથી જુલવાનીયા થઇ ઉપવાનડીરી ત્યાંથી અનાવદ ત્યાં પણ ધર્મશાળા ત્યાંથી ૐકારેશ્વર નદી તટ ઉપર આપણી ધર્મશાળા બસ સીધી જાય છે હવે મોરીકા ઉતરવાની જરૂર રહેતી નથી. ત્યાંથી હોડીમાં બેસીને સીધવરકુટ ત્યાં પણ બધી સગવડ; પાછા ૐકારેશ્વર ત્યાંથી સીધી બસ અનાવદ થઈ ખંડવા તેમ પણ જવાય છે. ખંડવાથી પરવતવાડા (અચલાપુર) બસમાં ૧૫૬ માઇલ ૫)- લાગે છે. સ્ટેન્ડ પાછળ બગીચો ત્યાં ધર્મશાળા છે પાછા બસમાં બરપી થઇને મુક્તાગીરીજી પાછા બરપી થઈ પરવતવાડા, અહીંથી બસમાં પ્રખ્યાત અજંટા ગુફા

---

ઘણું કહેવા કરતા બને તેટલું સારૂં કરી બતાવો.

હાપુર મોરાદાબાદ લખનૌ અજોધ્યા બનારસ
૧૯ ૬૪ ૨૦૨

મોગલસરાઈ. મોગલસરાઇથી પટના ગયા
૨૧૨ ૧૩૨ ૫૭

ગોમાહ ગોમાહથી અહાર ખરગપુર ભુવનેશ્વર
૧૦૫

પુરીથી હાવરા ૬૮૨. = ૨૨૪૮

હાવરા મોગલસરાઈ અલહાબાદ કાનપુર ઝાંસી
૪૧૧ ૨૧૫

ભોપાલ. ભોપાળથી નાગડા વડોદરા અમદાવાદ. = ૧૩૮૦

૩૬૨૮

આકોલાથી હીંગોલી બસમાં જઇ ત્યાંથી પરભાની થઇને દક્ષીણમાં ઉતરી જવાય છે તે ટાઇમ ટેબલ જોવાથી ખબર પડે છે.

લાંબુ ફરવાનું રહ્યું તેથી દીલ્હી આ બાજુના તો તીરથ છોડવા જ પડશે; જેથી નીચે મુજબ થાય

વેસ્ટર્ન રે. નં. ૧૨ અમદાવાદથી અજમેર
જયપુર દીલ્હી = ૫૮૧

નોરથન રે. ન. ૪ દીલ્હીથી મીરઠ ૪૨

નં. ૫૫-૫૮-૧ હાપુર મોરાદાબાદ લખનૌ
૧૯ ૬૪ ૨૦૨=૨૮૫

---

ભવિષ્ય સુધારવાને આપણા લોકોમાં હુન્નર, કળા અને વ્યાવહારિક જ્ઞાનની પ્રથમ આવશ્યકતા છે.

અજમેર, જયપુર, પદ્મપુરી, સવાઇમાધવપુર, મહાવીરજી બ્યાના, આગ્રા, મથુરા દીલ્હી ૧૫૨ માઇલ વધુ થાય.

**: પાછા વળતા :**

| | | | |
|---|---|---|---|
| ઇસ્ટર્ન ૩ હાવરાથી મોગલસરાઇ | | | ૪૧૧ |
| નોર્થન ટે. ૧૨ મોગલસરાઇથી અલ્હાબાદ કાનપુર | | | ૨૧૫ |
| સેન્ટ્રલ ૨૧-૧ ઝાંસી સોનાગીરથી | | | |
| | ૧૩૭ ૨૨ | ૧૫૯ | |
| | ઝાસી ભોપાલથી | ૨૦૩ | |
| | ૨૨ ૧૮૧ | ૨૦૩ | |
| | | ૩૬૨ | ૩૬૨ |
| વેસ્ટર્ન ૧૦ ૨ નાગડા વડોદરા અમદાવાદ | | | |
| | ૩ ૧૪૮ ૧૮૬ ૬૨ | | ૩૯૬ |
| | | | ૧૩૮૪ |
| ભાવનગર જવા વીરમગામ | | ૪૦ | |
| ટે. ૩-૩૩ સુરેન્દ્રનગર ભાવનગર | | ૧૪૪ | ૧૮૪ |
| | | ૧૮૪ | ૧૫૬૮ |

આ મુજબ ભાવનગરથી ગણતા ૩૮૩૦ માઇલ થાય.

અમદાવાદથી ગણુતા સીધા જતા આ ૩૪૮૦ માઇલ થાય અને જયપુર તથા સવાઇમાધવપુર, આગ્રા મથુરા કરતા ૧૫૨ માઇલ વધે તેટલા વધુ ગણી લેવા. જો આ પ્રમાણે ખટપટ કરી ટીકીટ મળે તો તેનો ચાર્જ મેઇલ

# શીતલ નિત્ય પાઠ સંગ્રહ

## ભાગ ૪થો

### ॥ શ્રી સિદ્ધક્ષેત્ર શત્રુંજય પૂજા ॥

॥ સ્થાપના ચોપાઇ છંદ

શ્રી શત્રુંજય શિખર અનૂપ, પાંડવ તીન ખડે શુભ ભૂપ,
આઠ કોડ મુનિ મુકિત પ્રધાન, તિનકે ચરણુ નમું ધર ધ્યાન.

તહાં જિનેશ્વર બહુત સ્વરૂપ, શાંતિનાથ શુભ મૂલ અનૂપ,
તિનકે નમું ચરણુ ત્રિકાલ, તિષ્ટ તિષ્ટ તુમ દીન દયાલ.

ૐ હ્રીં શ્રી શત્રુંજયજી સિદ્ધક્ષેત્રસે આઠકોઠ મુનિ અરૂ તીન પાંડવ મોક્ષપદ પ્રાપ્તાય શ્રી શાંતિનાથ મૂલનાયકં વેદી વિષય વિરાજમાન અત્રાવતરાવતર સંવૌષડા હ્વાનનં । અત્ર તિષ્ટ તિષ્ટ ઠઃ ઠઃ સ્થાપનં । અત્ર મમ સન્નિ હિતો ભવ ભવ વષટ સન્નિધિ કરણું ॥ સ્થાપનં ॥

॥ અથાષ્ટક ॥

॥ ચાલ ત્રાટક છંદ ॥

ક્ષીરો દધિ નીરં ઉજલ સીરં ગંધં ગહીરં લે આયા,
મૈં સન્મુખ આયા ધાર દિવાયા, શીશ નવાયા ખોલ હિયા.

---

સંપત્તિ કરતાં વિપત્તિમાં મિત્રના સ્નેહનો
સાક્ષાત્કાર કસોટી પુર્વક થાય છે.

પાંડવ શુભ તીનં સિદ્ધં લહીનં આઠક્રોડ મુનિ મુકિત ગયે,
શત્રુંજય પૂજો સન્મુખ હુજો, શાંતિનાથ શુભ મૂલ નયે.

ૐ હ્રીં શ્રી શત્રુંજયજી સિદ્ધક્ષેત્રસે આઠ ક્રોડ મુનિ અરૂ
તીન પાંડવ યુધિષ્ટર, ભીમ, અર્જુન મોક્ષપદ પ્રાપ્તતાય
શ્રી શાંતિનાથજી મૂલનાયક વેદી વિષય વિરાજમાન જલં ॥

મલયાગિર લાઉં ગંધ મિલાઉં, કેશર ડારૂં રંગ ભરી,
જિનચરણ ચઢાઉ સન્મુખ જાઉં વ્યાધિ નસાઉં તપત હરી.
પાંડવ શુભ તીનં । ૐ હ્રી શ્રીં૦ ચન્દનં ॥ ૨ ॥

તન્દુલ શુભ ચોખે બહુત અનોખે લખ નિર્દોષી પુંજ ધરૂં,
અક્ષયપદ લીજો સબ સુખ કીજો નિજ રસ પીજો ચરણ પરૂં.
પાંડવ શુભ તીનં । ૐ હ્રીં શ્રીં૦ અક્ષત ॥ ૩ ॥

શુભ ફુલ સુવાસી મધુર પ્રકાશી આનંદ રાસી લે આયો,
મો કામ નશાયા શીલ બઢાયા અમૃત છાયા સુખ પાયો.
પાંડવ શુભ તીનં । ૐ હ્રીં શ્રીં૦ પુષ્પં ॥ ૪ ॥

નેવજ શુભ લાયા થાર ભરાયા મંગલ ગાયા ભકિત કરી,
મો ક્ષુધા ન સાયા સુખ ઉપજાયા તાલ બજાયા સેવ કરી.
પાંડવ શુભ તીનં । ૐ હ્રીં શ્રીં૦ નૈવેદ્યં ॥ ૫ ॥

દીપક લે આયા જ્યોતિ જગાયા તુમ ગુણ ગાયા ચર્ન પરૂં,
મો શરણે આયા શીશ નિવાયા તિમીર નશાયા નૃત્ય કરૂં.
પાંડવ શુભ તીનં । ૐ હ્રીં શ્રીં૦ દીપં ॥ ૬ ॥

દશ ગંધ કુટાઈ ધૂપ બનાઈ અગ્નિ ડાર જિન અગ્ર ધરે,
તુમ કર્મ જરાઇ શિવ પહુંચાઇ હોય સહાઈ કષ્ટ હરે.

પાંડવ શુભ તીનં । ૐ હ્રીં શ્રીં૦ ધૂપં ॥ ૭ ॥

ફૂલ પ્રાસુક ચોખે બહુત અનોખે લખ નિર્દોખે ભેટ ધરૂં,
સેવકકી અરજી ચિતમેં ધરજી કર અબ મરજી મોક્ષ વરૂં.

પાંડવ શુભ તીનં । ૐ હ્રીં શ્રીં૦ ફલં ॥ ૮ ॥

વસુ દ્રવ્ય મિલાઇ થાર ભરાઈ સન્મુખ આઈ નજર કરે,
તુમ શિવ સુખદાઇ ધર્મ બઢાઇ હરદુખદાઇ અર્ઘ કરે

ૐ હ્રીં શ્રીં૦ અર્ઘં ॥ ૯ ॥

॥ દોહા ॥

પૂરણ અર્ઘ બનાયકર, ચરણન મેં ચિત્ત લાય ।
ભક્તિ ભાવ જિનરાજકી, શિવરમણી દરશાય ॥

॥ ઈતી પૂર્ણાંર્ઘ ॥

॥ અથ જયમાલા ॥

॥ દોહા ॥

અબ વરણું જયમાલકો, સરસ્વતિકો શિર નાય ।
દેવો બુદ્ધિ મોકો અવે, ગુણ ગાઉં સુખ પાય ॥

॥ પદ્ધડિ છંદ ॥

જય નમન કરૂં શિર નાય નાય, મોકું વર દીજે હે જિનાય,
તુમ ભક્તિ હિયેમેં રહી છાય, સો ઉમગ ઉમગ અરૂ પ્રીતિલાય.
જય તુમ ગુણ મહિમા હે અપાર, નહિ કવિ પંડિત જન લહેપાર,
જય તુચ્છ બુદ્ધિમેં કરત ગાન, તુમ ભક્તિ હિયેમેં રહી આન.

જય શ્રી શત્રુંજય શિખર જોય, નિર્વાણ ભૂમિ જાનો જુ સોય.
તહાં પાંડવ તીન જુ મુકિત હોય, વોરાય યુધીષ્ટર ભીમ જોય.
જય અરજૂન જાનો ધનુષધીર, તા સમ નહિ આનો કોઇ વીર,
જય આઠક્રોડ મુનિ ઓર સોય, તિન વરી નાર રંભાજુ હોય.
જય સહી પરીષહ વીસ હોય, વે યથાખ્યાત ચારિત્ર હોય,
જય કાયર કંપૈ સુનો જોય, વેદ્યાના ૨૯ ભયે જુ સોય.
જય બારહ ભાવન ભાવ સોય, અરૂત્રોદશ ચારિત્ર ધરો સોય,
જય કર્મ કરે ચકચુર જોય, અરૂ સિદ્ધ ભયે સંસાર ખોય
જય સેવક જનકી કરહુ સોય, વો દર્શનજ્ઞાન ચારિત્ર હોય,
જય રૂલો નહીં સંસારમાય, અરૂ થોડે દિનમેં મુકિત પાય.
જય ધર્મચંદ્ર મુનીમ સોય, મો અલ્પ બુદ્ધિસેં મેલ હોય,
વે ધર્મીજન હૈં બહુત જોય, કહી ઉન્હોને સોહિ સોય.
તુમ શત્રુંજય પૂજા બનાય, વાંચે ભવિજન પ્રીત લાય,
જય લાલ ભગોતી લાલ સોય, તિન રચી પાઠ પુજન સુજોય.
જય ઘાટ બાઢ કછુ અર્થ હોય, વો દઇ સમાર મેંને જુ સોય,
જય ભૂલચુક જામેં જુ હોય, સો પંડિત જન શોધો જુ હોય.
જય સંવત સર ગુનઇસ જોય, અરૂતા ઉપર ગુનચાસ હોય,
જય પોષ શુદી દ્વાદશ જુ હોય, અરૂવાર શુક્ર જાનોજુ સોય.
જય સેવક વિનવે જોડ હાથ, મો મિલે અક્ષયપદ વેગનાથ,
જય ચાહ રહી નહિ ઓર કોય, ભવ સિંધુ ઉતારો પાર સોય
સોરઠા—ભકિત ભાવ ઉર લાય, કરકે જિન ગુન પાઠકો ।
મંગલ આરતિ ગાય, ચરણન શિસ નવાયકે ॥

॥ ઇતી જયમાલા સમાપ્તં ॥

---

હોંશથી ઝીધેલો ધર્મ તે અધર્મ છે.

આશીર્વાદ ॥ ચાલ ગીતા છંદ ॥

હરષાય ગાય જિનેન્દ્ર પૂજું કૃત કારિત અનુમોદના ।
શુભ પુન્ય પ્રાપતિ અર્થે તિનકી કરી બહુ વિધિ થાપના ॥
જિન રાજ ધર્મ સમાન જગમે ઓર નાહીં હિતગના ।
તાતે સુજાનો ભવ્ય તુમ નિત પાઠ પૂજન ભાવના ॥

॥ ઇત્યાશીર્વાદ ઈતીશ્રી શત્રુંજયજી પૂજન સમાપ્તં ॥

॥ સોલહ કારણ યંત્રની આરતિ ॥

જય સોલે કારણ યંત્રં, સંસૃતિ વિસ વારણ મંત્રં ।
આરતિ કરૂં અગ હંત્રં, મદ માયા વે લહિ તંત્ર ॥ ટેક ॥

દર્શન શુદ્ધ વિશાલા, વિનયો સ્થિતિ પરમ રસાલા,
શીલવ્રત ગુણમાલા, સુહણાણુ પ્રયોગ પરિ કાલા. ૧

વર સવેગ ધરીજે, વિધિ પૂરણ વિતરણ કીજે,
બારહ વિધિ તપ લીજે, શુભ સાધુ સમાધિ લહીજે. ૨

વૈયા વૃત્યં કરંતં, રૂદે ભાવ ધરે ભગવત,
ભકિત કરે ગુરૂ સંતં, બહુ શાસ્ત્ર ભકિત જિમ કંતં. ૩

આગમ ભક્તિ અનૂપા, કરે આવસ્યકા મુની ભૂપા ।
માર્ગ પ્રભાવના રૂપા, જિન વત્સરશ કૂપા. ૪

એ સોડસ વરનામા, મણિ ભાવે માણુસ રામા,
સકલ કીર્તિ પદ કામા, અનુપાવે અવિચલ ઠામા. ૫

॥ દશ લક્ષણની આરતિ ॥

જયદેવ જયદેવ, જય જિનવર દેવા, જય જિનવરદેવા,
આરતિ કરૂં તુમ ચરણે, આરતિ કરૂં તુમ ચરણે,
ભવજલ નહિ નહાવા જયદેવ જયદેવ ॥ ટેક૦ ॥

---

ઉત્તમ ક્ષમા, માર્દવ આર્જવ સુખકારી, પ્રભુ (૨)
સત્ય, શૌચ ને સંયમ, સદા હૃદય ધારી. જયં૦ ૧
કર્મ રજો હણવા, તપ દ્વાદશ કરતા (૨)
દાન અનુપમ આપી, અખૂટ ધન ધરતાં. જયં૦ ૨
નવમો આંકિંચિન્ય, ધર્મ વિમલ ધારી, પ્રભુ (૨)
આકુલતા વિણ સુખ લઇ, મમતા પરિહરિ. જય૦ ૩
અંતર બાહરથી બ્રહ્મચર્ય ધરીને, પ્રભુ (૨)
આત્મ સ્વરૂપે સ્થિર થઇ, નિજ સુખ અનુભવંતા. જય૦ ૪

## ॥ શ્રી પંચમેરૂ ઉથાપન વખતે બોલવાનો મંત્ર ॥

પંચમેરૂ, અઢાઇ દ્વીપ, એકસો સીતેર ક્ષેત્ર,
સુવર્ણ મઇ ચૈતાલા, રતન મઇ પ્રતિમા,
પદ્માવતિ કહે, પ્રભાવતિ ઓચરે, યહાં કરે સો વહાં પાવે.

## ॥ શ્રી મહાવીરાષ્ટક ॥

(રાગ શિખરણી)

સમગ્રે સંસારે ચિત અચિત ભાવો પ્રગટતા,
જુએ છે જે જ્ઞાને સહજ વ્યય ઉત્પાદ ધ્રુવતા;
પરમ સાક્ષી જેઓ જગત જનના છે રવી સમા,
મહાવીર સ્વામી નયન પથ ગામી જિનવરા..... ૧
અરે ! જેના ચક્ષુ વિષય વિષ લાલી રહિત જ્યાં,
ક્ષમા દ્રષ્ટિમાં છે પરમ ગુણ વાત્સલ્ય ભર ત્યાં;
સદા અંગો જેના પ્રશમ રસ ભાવે તરી રહ્યા,
મહાવીર સ્વામી પરમ પથ નેતા પ્રભુ વરા..... ૨

---

બેસવાની ડાળ ભાંગવી નહિ.

નમે જ્યારે ઇન્દ્રો મણિ મુકુટ ધારી ચરણમાં,
મણિ રત્નો દીપે પુનિત પદ તેજે પ્રભુ તણાં;
ભવ જ્વાલા તાપો સ્મરણ જળથી જ્યાં સમીજતાં,
મહાવીર સ્વામી સહજ સુખદાતા વિભુવરા .... ૩

પ્રભુ પૂજા ભાવે મુદિત મન મંડુક બનતા,
મળી રિદ્ધિ સિદ્ધિ સુરપતી તણી માત્ર ક્ષણમાં;
પ્રભુ ભક્તિ આપે શિવસુખમાં ભકત જનને,
હજો તે સ્વામી સો, શિવપદ વિધાતા જગતને .. ૪

વહે વાચા ગંગા વિવિધ નયથી પૂર્ણ વિમળા,
પ્રમાણે પ્રખ્યાતા જગત જનને પાવન કરા;
ખરિ શાંતિ પામ્યા વિબુધ જન જેના પરિચયે,
મહાવીર સ્વામી અચળ સુખ લબ્ધિ ભવ તુમે .. ૫

પ્રભાવાળી પ્રજ્ઞા અતિશય પણે જ્યાં પ્રગટતી,
સદા શાંતિ આપે પ્રણત જન કલ્પ દ્રુમ સમી;
ભવાંકુરો ભાંગી અચળ સુખમાં જે સ્થિર થયા
મહાવીરસ્વામી જીવન પથ નેતા જગતના .. ૬

ખરે જિત્યા જેને ત્રિભુવન જયી કામ સુભટો,
કુમારા-વસ્થામાં અતિશય ગણાતાં બળવંતો,
સ્ફુરે નિત્યાનંદો પરમ સુખ લબ્ધિ પ્રગટતાં,
સદા સ્થાપો મારા જીવન ભરમાં આ રમણતા... ૭

મહા મોહે રોગે સુખકર સમા વૈદ્ય જગના,
વિના પેક્ષા બંધુ અશરણ ભયાન્વિત જનના;
ખરૂં સાધુનું છે ભવશરણ જે ઉત્તમ ગુણે,
મહાવીર સ્વામી નયન પથ ગામી પ્રતિ પળે .. ૮

---

પરસ્ત્રી નરકની ખાણ છે.

## શ્રી આચાર્ય શાંતિસાગરજી મહારાજનો અંતિમ

## વિશ્વ સંદેશ

(પાના ૨૭૨ના અનુસંધાનમાં)

(૧) મનુષ્ય શરીરનો ઉપયોગ આત્માની મુક્તિ સાધના માટે છે

(૨) મનુષ્યના જન્મથી જ આત્માની મુક્તિ થઈ શકે છે.

(૩) આત્માનો અનુભવ તથા સંયમ વગર જ્ઞાનનો કોઇ ઉપયોગ નથી.

(૪) આત્મ પ્રતિતિરૂપી સમ્યકનું મુળ કારણ છે.

(૫) ત્યાગ તથા સંયમ વગર સમકિત સંભવિત નથી.

(૬) સમ્યક વગર કેવળજ્ઞાન થતું નથી.

(૭) કેવળજ્ઞાન વગર મુકિત નથી.

(૮) તે માટે સંયમ ધારણ કરવો જોઇએ.

॥ શ્રી પંચ પરમેષ્ઠિ કા અર્ઘ ॥

(પાના ૯૦ ઉપર રહી ગયેલ છે તે અહીં)

ઉદક ચન્દન તંદુલ પુષ્પકે સ્વરૂ, સુદીપ સુધુપ ફલાર્ઘ કૈ: ।
ધવલ મંગલ ગાનર વાકુલે, જિનગૃહે જિન ઇષ્ટ મહં યજે ।
ૐ હ્રીં શ્રી પંચ પરમેષ્ઠિભ્યો અર્ઘં નિર્વપામિતી સ્વાહા ॥

॥ અરહંત પરમેષ્ઠી ॥

ઘન ઘાતિ કર્મ વિહીન ને ચોત્રીશ અતિશય યુક્ત છે.
કૈવલ્ય જ્ઞાનાદિક પરમગુણ યુકત શ્રી અરહંત છે.

---

...ય ગુજરી વાતનો શોક કરવો નહિ.

॥ શ્રી સિદ્ધ પરમેષ્ઠી ॥

છે અષ્ટ કર્મ વિનષ્ટ અષ્ટ મહાગુણે સંયુક્ત છે.
શાશ્વત, પરમ ને લોક-અગ્ર વિરાજમાન શ્રી સિદ્ધ છે.

॥ શ્રી આચાર્ય પરમેષ્ઠી ॥

પરિપૂર્ણ પંચાચારમાં, વળી ધીર ગુણ ગંભીર છે.
પંચેંદ્રિ ગજના દર્પ દલને, દક્ષ શ્રી આચાર્ય છે.

॥ શ્રી ઉવઝાય પરમેષ્ઠી ॥

રત્નત્રયે સંયુક્તને નિઃ કાંક્ષ ભાવથી યુક્ત છે.
જિનવર કથિત અર્થોપદેશે શૂર શ્રી ઉવઝાય છે.

॥ શ્રી સર્વ સાધુ પરમેષ્ઠી ॥

નિર્ગ્રંથ છે, નિર્મોહ છે, વ્યાપારથી પ્રવિ મુક્ત છે.
ચઉવિધ આરાધન વિષે નિત્યાનુરક્ત શ્રી સાધુ છે

શ્રી ૧૦૦૮ જિનેન્દ્રદેવનો ટુંકો ઉપદેશ

રાગી જીવ કર્મ બાંધે છે અને વૈરાગ્યને પામેલો જીવ કર્મથી છુટે છે. આ જિન ભગવાનનો ઉપદેશ છે. માટે (હે ભવ્ય જીવ) તું કર્મોમાં પ્રીતિ-રાગ ન કર.

(હરિગીત)

પણ કોઇ સુંદર માર્ગની નિંદા કરે ઈર્ષા વડે,
તેના સુણી વચનો કરો ન અભકિત જિનમારગ વિષે.

॥ સમાપ્તં ॥

---